# विष्णु नाम स्मरण

(વિષ્ણુસહસ્રનામને આધારે)

છંદ હરિગીત.

શ્રી વિષ્ણુનાં શુભ નામથી, જે સ્મરણ સહુ ગુણ ગાય છે:
પુનરાગમનના પાશથી તે, સર્વ છૂટા થાય છે;
આવા મહાન્ સમર્થ ચરણે, શીશ હું સ્નેહે ધરૂં:
છે જ્ઞાન જેવું તે પ્રમાણે, વિવેચન આજે કરૂં. ૧

આકાર જેનો શાન્ત છે, છે શયન જેનું શેષ પર;
છે કમળ જેની નાભિમાં, જે દેવતાના ઈશ્વર!
આકાશ સમ આભાસ જેનો, મેઘ સમ જે શ્યામ છે;
જે અંગ જેનું સર્વ નિર્મલ, [૧]રમાના જે રામ છે. ૨

જે કમળ જેવાં નેત્ર, જેને ઓળખે [૨]યતિ ધ્યાનથી:
છોડાવનારા જે બને, સંસારના ભય-ભાનથી;
જે નાથ ચૌદે લોકના, તે વિષ્ણુપદને હું નમું;
આલ્હાદથી ગુણ ગાઈ એના, દિવસ મારા નિર્ગમું. ૩

[૩]મોદમય, વ્યાપક અને, ત્રણ કાલ જેને સાધ્ય છે;
રક્ષા કરે જે જીવને, જે સર્વના [૪]આરાધ્ય છે;
સર્વ જીવો તણું પાલન, પ્રેમથી પોષી કરે;
જગદ્રૂપે થઈ ઉત્પન્ન, અંશરૂપે અવતરે! ૪

પ્રાણીઓના અંતરાત્મા, પ્રાણને દે પુષ્ટતા;
[૫]વિશદ આત્મા જે તણો, જેમાં રહી પરમાત્મતા.

---

૧ લક્ષ્મી. ૨ યોગી, ત્યાગી અથવા વૈરાગ્યવાન. ૩ આનંદ. ૪ આરાધના કરવા લાયક. ઉપાસના કરવા યોગ્ય. ૫ સ્વચ્છ, પવિત્ર.

જે કાર્ય, કારણ રહિત છે, જે નિત્ય શુદ્ધ વિમુક્ત છે;
જે [6]બદ્ધ માટે સર્વ રીતે, યોગ્ય [7]આશ્રયયુક્ત છે. ૫

જેનો ન નાશ, વિકાર જેમાં લેશ પણ દેખાય ના;
નવદ્વારવાળા દેહમાં, જેનું શયન સમજાય ના !
જે પ્રલયમાં બ્રહ્માંડના, સંહારના કરનાર છે:
જે સરલતાથી સર્વને, સાક્ષી બની જોનાર છે. ૬

જે સર્વ કેરા અંગ તેમ ઉપાંગને જાણી શકે;
અવિનાશ જે કહેવાઇને, અક્ષરરૂપે જગમાં ટકે;
જે જીવ-ઇશ્વર [8]ઐકયની, રાખે, રખાવે ભાવના;
નાવિક સદૈવ ગણાય છે, જે નિરંજન ભવ-નાવના. ૭

નરસિંહ કેરૂં રૂપ ધારણ, [9]સ્વયં જે કરનાર છે;
જે હૃદય-સ્થાને સ્નેહદ્વારા, રમાના ધરનાર છે;
જેના મનોહર-કેશ, જેણે દૈત્ય કેશીને હણ્યો;
કવિ [10]કોવિદે સો પુરૂષમાં, ઉત્તમ પુરૂષ જેને ગણ્યો. ૮

સત્ અસત્ કેરા રૂપને, સમજી શકે જે સર્વથા;
જે પ્રલય વેળાએ કરે, પ્રાણી તણી [11]પ્રજ્ઞા વૃથા;
જે ગુણાદિકથી રહિત છે, કલ્યાણકારી જે ખરા;
આપી શકે છે યોગ્યને, જે [12]મુદિત થૈ વિદ્યા [13]પરા. ૯

જે રહે છે સ્થિર, આદિ કારણ સૃષ્ટિના લેખાય છે;
જે દુષ્ટનાશક, સાધુરક્ષક, નામથી પંકાય છે;

---

૬ સંસારના બંધનમાં બંધાઈ રહેલા માયામાંજ મચેલા. વિષય-વાસનાથી ભરેલા. ૭ આશરો આપનારા, રસ્તો દેખાડનારા, ઓથ દેનારા. ૮ એકતાની. ૯ પોતાનીજ ઇચ્છાવડે. ૧૦ વિદ્વાને, પંડિતે, જ્ઞાનીએ. ૧૧ સ્મરણશક્તિ. મેધા, વિશેષ જે જાણવાની બુદ્ધિ છે તેને. ૧૨ રાજી થઈને, ઉમળકો આણીને. ૧૩ ઉત્તમ પ્રકારની વિદ્યા. જે વિદ્યાવડે મોક્ષ મેળવવાની સાધના સાધી શકાય છે તે બ્રહ્મવિદ્યા.

શ્રદ્ધા પ્રમાણે દઇ ફલ, જે હૃદયથી રાજી રહે;
[૧૪]નિજ પ્રેરણાના બલવડે, [૧૫]'શુભ' [૧૬]સુજ્ઞદ્વારા જે કહે. ૧૦
'સામર્થ્ય' ને ઐશ્વર્યપ્રિય, પ્રત્યેક જેનું કાર્ય છે;
જે તણી ઇચ્છા અવર પણ, બલવંતથી [૧૭]અનિવાર્ય છે;
જે સ્વયં છે અવતારધારી, ભક્તનો ભય જે હરે;
જે સૂર્યમંડળમાં વસીને, પ્રકાશિત [૧૮]'ભૂ' ને કરે. ૧૧
પાપી, પતિત, માની તણા, પરિતાપ જેનાથી મટે;
બહુ ફેરફારો થાય પણ, જે નહીં લેશ વધે ઘટે;
ઋગ્વેદ, બીજા યજુર, ત્રીજા સામમાં જે છે સ્વરો;
જે સ્વરોમાં શ્રીવિષ્ણુની, વાણીતણા છે [૧૯]નિર્ઝરો. ૧૨
જે છે [૨૦]હિરણ્યમય, [૨૧]અખિલત્રાતા, આદિ અંત [૨૨]વિહીન જે;
જે કર્મફલદાતા છતાં, છે ભક્તને આધીન જે;
જે જગતને ધારણ કરે છે, [૨૩]શેષ સદશ રુપથી,
જે ધરાવે છે અધિક સત્તા, ભૂપના પણ ભૂપથી! ૧૩
ઘટના ઘડે જે વિશ્વની, ક્ષેત્રજ્ઞ જે કહેવાય છે;
જેનો નિયમપૂર્વક પરમ, [૨૪]નેતાસમો વ્યવસાય છે;
જે છે [૨૫]સનાતન, નિત્ય છે, જે અચલ છે, જે એક છે;
તે છતાં પણ જે [૨૬]મૂર્ત છે, શાસ્ત્રોક્ત જ્યાં [૨૭]અભિષેક છે. ૧૪
મન, કર્મ વાચા કે પ્રમાણો, વડે જે સમજાય ના;
[૨૮]શાશ્વત રહ્યા પણ તોય પોતે, દષ્ટિથી દેખાય ના!

---

૧૪ પોતાની. ૧૫ જેમાં કલ્યાણ રહ્યું છે તે. ૧૬ સત્પુરૂષ. ૧૭ કોઇથી ફેરવાય નહિ એવી. ૧૮ પૃથ્વી. ૧૯ ઝર્ણા. ૨૦ સોના જેવા રંગવાળા ૨૧ તારક. ૨૨ આદિ અંત વગરના ૨૩ શેષ જેવા. ૨૪ સર્વોપરી. ૨૫ જૂનામાં જૂના. ૨૬ આકારવાળા. ૨૭ શાસ્ત્રને અનુસરી સ્થાપિત થયેલા. ૨૮ ત્રણે કાળમાં રહેનારા. વિદ્યમાન

[29]સચ્ચિદ અને સાનંદ જેને, કૃષ્ણ નામ અપાય છે;
જે જ્ઞાન, શ્રદ્ધા સહિત સાચા સ્નેહથી પૂજાય છે. ૧૫

જે ઉપર, નીચે, મધ્ય ભાગે, ત્રણે સ્થાનકમાં વસે;
જે છે [30]નિયંતા, પ્રાણદાતા, ભક્તને જોઈ હસે!
મધુ દૈત્યને જે મારનારા, પરાક્રમમાં શ્રેષ્ઠ જે;
ભૂગર્ભમાં, [31]નભમાર્ગમાં, જે સર્વ કરતાં [32]જ્યેષ્ઠ છે. ૧૬

પુણ્ય, પાપને જે જાણનારા, છતાં દીનદયાળ જે;
જે પતિતને પાવન કરે છે, કાળના પણ કાળ જે;
જે [33]આર્તની પીડા હરે, આધાર આપે પ્રેમથી;
જે વિશ્વકારણભૂત છે, રાખે શરણને [34]ક્ષેમથી. ૧૭

જે વિમળ બુદ્ધિ, વિચાર નિર્મળવડે ક્યાંક જણાય છે;
[35]સ્રષ્ટા અને [36]દ્રષ્ટા કહીને, વેદ જેને ગાય છે;
ક્ષણ, પ્રહર, [37]વાસર, માસરૂપે, વર્ષ રૂપે જે રહ્યા;
અવતારધારી છતાં શાસ્ત્રે, [38]અજન્મા જેને કહ્યા! ૧૮

[39]ચ્યુત થાય ના તે થકી અચ્યુત, મુનિવરો જેને કહે;
જે છે ઉદાર અપાર જેમાં દયાનાં ઝીણાં વહે!
જે ધનુર્ધારી, બુદ્ધિશાળી, ગમન કરનારા બધે;
પુરૂષાર્થ જેનો સર્વથા, સૌ દેવતા કરતાં વધે. ૧૯

જે ધર્મનું રક્ષણ કરે, ધર્મીતણું રક્ષણ કરે;
જે દુષ્ટનું, દ્રોહી તણું, વા દૈત્યનું દૈવત હરે;

---

૨૯ સત, ચિત્ત અને આનંદરૂપ. ૩૦ નિયમમાં રાખનાર. ૩૧ આકાશમાર્ગે. ૩૨ મહોટા. ૩૩ દુઃખી, પીડિત. ૩૪ રક્ષા કરીને. ૩૫ સૃષ્ટિના રચનાર. ૩૬ જોનાર ૩૭ દિવસ. ૩૮ જે જન્મતા નથી એવા ૩૯ ચલિત.

છે સર્વ સ્થળમાં વાસ જેનો, સદોદિત જે શુદ્ધ છે;
છે બુદ્ધિમાનો જેટલા, તેમાંય પણ જે [40]બુદ્ધ છો! ૨૦
જે છે અમોઘ પ્રભાવવાળા, પૂર્ણ, સિદ્ધ સ્વરૂપથી;
જે ભક્તજનનો ભય હરે, ભય ભરેલા ભવ–કૂપથી;
જે છે અખંડાનંદ જેની, પ્રતિજ્ઞા લવ ના ફરે;
જે છે [41]જનાર્દન [42]સર્વવેત્તા, કોઈથી જે ના ડરે. ૨૧
[43]હસ્તામલકવત્ સર્વના જે મમને જોનાર છે;
શુદ્ધાચરણ જે લોકના, હિતકાજ આચરનાર છે;
ચૈતન્યના દેનાર જે, ચૈતન્યના હરનાર જે;
જે ગુપ્તમાં પણ ગુપ્ત સ્થળમાં, અહર્નિશ ફરનાર છે. ૨૨
જેને ન લાગે રંગ, જે નિર્દોષ છે, અધ્યક્ષ છે;
જે ભક્તિ, જ્ઞાન, વિરાગદ્વારા, ક્રમવડે પ્રત્યક્ષ છે;
જે સિદ્ધિ આપે, રિદ્ધિ આપે, લાભ અર્પે લક્ષધા;
જે બુદ્ધિ અર્પે, શુદ્ધિ અર્પે, વૃદ્ધિ અર્પે સર્વથા. ૨૩
સંહારવેળા રોવરાવે, રુદ્રરૂપે જે વળી;
થાપે, ઉથાપે સૃષ્ટિને કળ જાય ના જેની કળી!
સ્તુતિ કરે પાપી મનુષ્યો, તેનેય પાવન જે કરે;
[44]જેતા બની [45]નેતા બની, જે સર્વ સ્થળમાં સંચરે. ૨૪
[46]જીજ્ઞાસુને જે જાણનારા, અનઘ જે કહેવાય છે;
જેના પ્રભાવે, પ્રકાશે, ચૈતન્ય આ દેખાય છે;
જે [47]દિવ્ય છે, જે [48]વંદ્ય છે, [49]ગોવિંદ જે, શ્રીમાન્ જે;
જે બચાવે દુઃસંગથી, જે ભક્તના ભગવાન છે. ૨૫

---

૪૦ જ્ઞાની. ૪૧ જનોની પીડા હરનારા. ૪૨ સર્વ જાણનારા. ૪૩ હાથમાંના આમળાની પેઠે. ૪૪ જીતનાર. ૪૫ દોરનાર. ૪૬ જાણવાની ઇચ્છાવાળા. ૪૭ તેજસ્વી. ૪૮ નમવા યોગ્ય. ૪૯ ઇન્દ્રિયોને જાણનારા.

રાજી કરે જે [૫૦]સુરજનોને, શક્તિમાં જે છે પુરો;
બ્રહ્માંડની નિજ સ્કંધ પર, ધારણ કરી જેને ધુરા;
જે નિયમ, નિશ્ચયથી ચલાવે, શ્રમ વગર સૌ તંત્ર આ;
બહુ ચમત્કારિક પ્રણાલી છે, ગુપ્ત એના મંત્રમાં! ૨૬
માયા તણા તંત્રી સ્વયં, જે સૂત્રધાર ગણાય છે;
જે છે પ્રતિષ્ઠિત પરમ, જેના પ્રતિષ્ઠિત ગુણ ગાય છે;
[૫૧]ૐકાર જે, [૫૨]ચન્દ્રાંશુ જે, જે [૫૩]વાસુદેવ [૫૪]અલભ્ય છે;
જેની ક્રિયાઓ સમજનારા, સભ્યમાં પણ સભ્ય છે. ૨૭
જે છે સુરેશ્વર, વિશ્વવ્યાપી, વિચારક જે સર્વના;
[૫૫]સિદ્ધાર્થ, નારાયણ અને જે, નામધારી પર્વના;
સંકલ્પ જેના સિદ્ધિ દે, જે [૫૬]સમીરણ રૂપે રહે;
છે અગ્રણી તેથી વિધાતા, ઉચ્ચ જન જેને કહે. ૨૮
જે [૫૭]મહોત્સાહી, વીર્યવાળા, પિતાના પણ છે પિતા;
જે [૫૮]અમેયાત્મા, અકળ છે, જેને વખાણે સંહિતા;
શોભાયમાન સદૈવ જે, છે ગુરૂના પણ જે ગુરૂ;
જેના વિવિધ શુભ નામથી, જીવન કરે ભકતો પુરૂં! ૨૯
જે છે [૫૯]અગોચર, અલૌકિક, જે સમયસૂચક [૬૦]શિષ્ટ છે;
જે છે મહેશ્વર, મહાજ્ઞાની, ઇષ્ટમાં પણ ઇષ્ટ છે;
જેની કૃપા આ વિશ્વમાં, જય આપનારી છે સદા;
વરદાન જેનું અધિક હિત, જનનું કરે છે સર્વદા. ૩૦

---

૫૦ દેવતાઓને. ૫૧ બ્રહ્મનો વાચક. ૫૨ ચન્દ્રના કિરણરૂપ. ૫૩ વસુદેવના પુત્ર. ૫૪ પામી શકાય નહિ એવા. ૫૫ જેના સર્વ અર્થો સિદ્ધ છે એવા. ૫૬ ચાલક. ૫૭ મહોટા ઉત્સાહવાળા. ૫૮ માપમાં ન આવે એવા. ૫૯ દેખાય નહિ એવા. ૬૦ ઉત્તમ.

જેની કૃપામય ઔષધી, સંસારની [૬૧]બાધા હરે;
જે [૬૨]વર્દ્ધમાન ગણાય, જે ભંડાર ભૂખ્યાના ભરે;
જેનું પ્રબળ છે પ્રાણબલ, જે કાન્તિના દેનાર છે;
જે યજ્ઞ રૂપે રોગ કેરા, રજકણો હરનાર છે. ૩૧

જે [૬૩]કામપ્રદ છે, [૬૪]અનલ છે, જે પવન છે, આકાશ છે;
આખા જગત્‌માં જે તણો, પુરૂષાર્થરૂપ પ્રકાશ છે!
માયા વિષે જે બાંધનારો, છોડનારો જે થકી;
માયા તણી સત્તા જરા, જેને નહીં જીતી શકી! ૩૨

તરસ્યા તણા જે છે સરોવર, [૬૫]તપ્તને સુખ જે કરે;
[૬૬]સુરતેજવાળા સ્નાયુમાં, જે તેજ પોતાનું ભરે;
જે દીર્ઘદર્શી, [૬૭]વેદવિદ્ [૬૮]અગ્રાહ્ય જે વાણી વડે;
[૬૯]પરિપાક આવ્યા વગર જેનું મૂળ ઉંડું ના જડે! ૩૩

જે અલંકૃત છે સર્વ ગુણથી, તેજ જેનું છે મહા!
[૭૦]સાક્ષાત્ દર્શન થાય તો, ઉદ્‌ગાર શા આવે અહા!
જેના નયનમાં અમી વરસે, શત્રુને જે દે ક્ષમા;
જેની કૃપા જો થઇ ગઇ તો, નાશ પામે [૭૧]યક્ષ્મા! ૩૪

જે ન્યાયપક્ષે લક્ષ આપી, સંધિ સૂચવનાર છે;
જે સ્મરણ એનું કરે છે, તે તણું સાંભળનાર છે;
અધિકાર જેનો જેટલો, ફળ તેટલું તેને દિયે;
જે શત્રુ કેરા હાથમાંથી, શસ્ત્ર પણ છિનવી લિયે! ૩૫

---

૬૧ બંધન. ૬૨ વૃદ્ધિવાળો. ૬૩ ઇચ્છાને પૂર્ણ કરનારા. ૬૪ અગ્નિરૂપ. ૬૫ તપેલાને. ૬૬ દેવતાઇ તેજ. ૬૭ વેદને જાણનારા. ૬૮ ગ્રહણ કરી શકાય નહિ એવા. ૬૯ યોગ્યતા. ૭૦ પ્રત્યક્ષ. ૭૧ ક્ષય જેવા મહારોગો.

જે સમયસૂચક થઇ ફરે છે, વિજય નિજ લીલાવડે
[૭૨]અવ્યક્ત અથવા [૭૩]વ્યક્તનો, નહિ ભેદ પણ જેને જડે;
જે કરે [૭૪]પશ્ચાત્તાપ સાચો, હૃદયથી નિજ પાપનો;
છે નિવારણ કરનાર જે, તેવા જનોના તાપનો. ૩૬

[૭૫]સર્વાર્થસાધક નામ આપી, સાધુ જેને ગાય છે;
જે પરમ જોઈ પ્રેમ સામે, પ્રકટ પણ થઇ જાય છે!
જેના ન જેવા કોઇ, જે ત્રણ ભુવન કેરા તાત છે;
જે વેદમાં, ઉપનિષદમાં, ષડશાસ્ત્રમાં પ્રખ્યાત છે. ૩૭

[૭૬]અધિષ્ઠાન જે, સંપૂર્ણ જે, જે છે પુરાતન કાળના;
ગુણ કોણ ગાઇ શકે મુખથી, આદિ નર ગોપાલના!
જે [૭૭]અજ્ઞને છે માર્ગદર્શક [૭૮]દીનવત્સલ [૭૯]તુષ્ટ છે;
[૮૦]ધ્રુવ જે ગણાયા, ગહન જે, જે પુષ્ટમાં પણ પુષ્ટ છે. ૩૮

[૮૧]માધવ તણા જે નામથી, પંડિત મુખે પંકાય છે,
સમ દ્રષ્ટિ જેની છતાં પણ જે, ભક્તને અતિ ચ્હાય છે;
જે ચિરંજીવી, [૮૨]અસંમિત છે, કાર્ય, કારણરૂપ છે;
[૮૩]અનિરૂદ્ધ જે [૮૪]પ્રદ્યુમ્ન જે, જેનો વિકાસ અનૂપ છે. ૩૯

જેના ચતુર્ભુજ શંખ, ચક્રે, ગદા તેમજ પદ્મથી;
શોભી રહ્યા સમયાનુસાર પ્રયોગવાળા કર્મથી!
છે તપશ્ચર્યા જે તણી, સૌ તપસ્વી કરતાં વડી;
આખીય જેના હાથમાં, સંસાર સાંકળની કડી! ૪૦

---

૭૨ અપ્રકટ. ૭૩ પ્રકટ. ૭૪ પસ્તાવો. ૭૫ સર્વ અર્થને સાધનારા. ૭૬ આધાર, મૂળ ૭૭ અજ્ઞાન, અજાણ. ૭૮ રંક ઉપર વહાલ રાખનારા. ૭૯ તૃપ્ત ૮૦ નિશ્ચળ ૮૧ લક્ષ્મીના પતિ. ૮૨ માપમાં ન આવે એવા ૮૩ જેનો અવરોધ ન કરી શકાય એવા. ૮૪ પ્રકાશવાળા. બારમાં એક વ્યૂહ.

જે છે [૮૫]મહીધર અને [૮૬]અંબુધર, અષ્ટ વસુ જેમાં રહ્યા;
જે છે, અનંત [૮૭]અભિષ્ટદાતા, મહોદય જેને કહ્યા;
જે આધિના હરનાર સાચા, વ્યાધિને પણ જે હરે;
જેની કૃપાથી ઉપાધિ નથી, સ્પર્શતી લવ અંતરે ! ૪૧

જે [૮૮]મહેન્દ્ર કહેવાય છે, સુગચક્ર જેના હાથમાં;
સાગર થકી પણ અધિક જેની, ગવાઈ [૮૯]શ્રુતિમાં ક્ષમા !
સાહિત્ય જેનું સારવાળું, સુજ્ઞની નજરે તરે;
જે સૂક્ષ્મરૂપે, સ્થૂલરૂપે, વિશ્વને ધારણ કરે ! ૪૨

જે [૯૦]સેતુરૂપે ભક્ત સારૂ, સર્વ સ્થલમાં શોભતા;
વૈરાગ્યસંપન્ન, ધર્મજ્ઞાતા, પાત્રજનને બોધતા;
જે થકી પામે શાન્તિ, સુખ, ત્રણ તાપથી પીડાયલા;
જેમાં રહી છે પ્રથમથી, વખણાયલી સોળે કળા ! ૪૩

જે સૂર્યમાં, જે ચન્દ્રમાં, જે કિરણમાં, અહગ્રામમાં;
વૈકુંઠમાં, જે સ્વર્ગમાં, ગોલોક, [૯૧]અક્ષરધામમાં !
જે કનકમાં, જે રત્નમાં, જે રૌપ્યમાં, પ્રતિ સ્થાનમાં;
શોભી રહ્યા જે કુશળતાથી, જ્ઞાન ને વિજ્ઞાનમાં ! ૪૪

બ્રહ્માંડના જે [૯૨]ચક્ષુરૂપે, રહીને નિરખે બધું;
કોઇ ન એમ કહી શકે કે વિષ્ણુ કરતાં હું વધું !
[૯૩]સૌંદર્યથી જે પૂર્ણ છે, જે પ્રતાપી, સર્વજ્ઞ છે;
[૯૪]સર્વોચ્ચ જેનું ભાગ્ય છે, જે [૯૫]પ્રજ્ઞમાં પણ પ્રજ્ઞ છે. ૪૫

---

૮૫ પૃથ્વીને ધારણ કરનારા. ૮૬ સમુદ્રને ધારણ કરનારા. ૮૭ ઇચ્છિતને આપનારા. ૮૮ મોટા ઇન્દ્ર. ૮૯ વેદ. ૯૦ પાજ. ૯૧ વિનાશ વગરનું સ્થાન. ૯૨ નેત્ર જેવા. ૯૩ શોભા. ૯૪ સર્વથી ઉંચું. ૯૫ જ્ઞાની.

જે છે [૯૬]અકામી, [૯૭]વીતભય, જે [૯૮] રમ્ય છે, [૯૯]અક્રૂર છે;
જેને ન જીતે કોઈ, જે નર શૂરમાં પણ શૂર છે;

જે વિઘ્નનાશક, પ્રકાશક, સદ્વૈદ્ય, જે પરમેશ છે;
શ્રદ્ધા નિહાળે સર્વની, જે [૧૦૦]નેયરૂપ [૧૦૧] રસેશ છે. ૪૬

જે [૧૦૨]ધ્યેયને સમજી શકે, પૂરું કરાવી પણ શકે;
જે પ્રેમ ઉપજાવી શકે છે અને વિસરાવી શકે!
ઓછા કરે છે ક્લેશકારક, પ્રસંગો જે પાત્રના;
પાલક થઈને જે રહ્યા છે, [૧૦૩]સદય પ્રાણીમાત્રના. ૪૭

જે હિતાવહ સંયોગને, નિજ યુક્તિથી પેદા કરે;
જે લાભ એનો લ્યે નહીં, તેનેય પણ પ્રેર્યા કરે!

જેના ચમત્કારો અલૌકિક, સમજમાં ઉતરે નહીં;
જેના [૧૦૪]અનુગ્રહ વગર ધાર્યું કાર્ય પણ સુધરે નહીં. ૪૮

આ જીવ–નૌકા કદી ઉલટા, માર્ગમાં દોરાય છે;
જો કૃપા એની હોય તો, તે સરલ પણ થઈ જાય છે!

જે ધ્યાનમાં દર્શન દિયે છે, જ્ઞાનવાળા ભક્તને;
જે દૂર રાખે નિજ થકી, માયા તણા આસક્તને. ૪૯

જે [૧૦૫]મોક્ષગામી કાજ ધાર્મિક પગથિયાં રૂપે રહે;
આનંદ અર્પે તે થકી, આનંદઘન જેને કહે;
અક્ષય રહે જે અંત વેળા, ભાગ્યવાન, મહાન્ જે;
જે પ્રલય સમયે સર્વ જીવો તણા લયનું સ્થાન છે. ૫૦

---

૯૬ ઈચ્છા વગરના. ૯૭ નિડર. ૯૮ સુંદર. ૯૯ ક્રૂરતા વગરના, દયાળુ. ૧૦૦ નીતિવડે મહવા યોગ્ય. ૧૦૧ રસના ઈશ્વર. ૧૦૨ ધ્યાનનો વિષય. ૧૦૩ દયાવાળા. ૧૦૪ કૃપા. ૧૦૫ મોક્ષની ઇચ્છાવાળા.

જે પંચભૂતો જોડનારા, તોડનારા જે ખરા;
જેના નિયમમાં [૧૦૬]ન્યૂનતા, નહિ આવનારી પણ જરા!
પોતાતણી ઇચ્છા પ્રમાણે, ચલાવે જગચક્ર જે;
સીધા કરે છે [૧૦૭]નિયામક થઇ, [૧૦૮]વક્રમાં પણ વક્રને! ૫૧
પુણ્ય રૂપ જે છે, [૧૦૯]અનામય જે, [૧૧૦]અમિતવિક્રમ દેવ જે;
પામે વિભવ શુભ કરે એની, પ્રેમપૂર્વક સેવ જે;
પોતે વિભૂષિત સર્વ વાતે, તેજના અંબાર જે;
[૧૧૧]અર્પિત, કહે ના કોઇને, દાતારના દાતાર જે. ૫૨
[૧૧૨]જ્યોતિર્ગણેશ્વર, [૧૧૩]સમીહન જે, સર્વથા [૧૧૪]કેન્દ્રસ્થ છે;
જે પૂજવાને યોગ્ય છે, જે સ્વસ્થમાં પણ સ્વસ્થ છે;
જે [૧૧૫]પર્યવસ્થિત, [૧૧૬]વિદ્વત્તમ, સન્માર્ગગામી સંત છે;
કિર્તન, ભજનમય નામમહિમા, જે તણો અત્યંત છે. ૫૩
[૧૧૭]વાચસ્પતિ જે, [૧૧૮]સ્વયંભૂ જે, [૧૧૯]પ્રણવ જે [૧૨૦]ચિદ્રૂપ છે;
શત્રુઘ્ન જે, [૧૨૧]સત્વસ્થ જે, અવિછિન્ન જેનું રૂપ છે;
જે યોગ્યને આપે અભય, ચાલક બની આ સૃષ્ટિના;
જે દેશના કર્માનુસારે, અર્પનારા વૃષ્ટિના. ૫૪
જે દેવતામાં યજન કરવા યોગ્ય નિત્ય ગણાય છે;
[૧૨૨]કૂટસ્થ રૂપે જે રહ્યા, જે સ્તંભરૂપ મનાય છે;

---

૧૦૬ ઓછાશ. ૧૦૭ નિયમમાં રાખનાર. ૧૦૮ આડા, વાંકાં. ૧૦૯ નીરોગી. ૧૧૦ માપમાં ન આવે તેવા પરાક્રમી. ૧૧૧ આપેલું. ૧૧૨ જ્યોતિ-ગણના ઇશ્વર. મહા તેજસ્વી. ૧૧૩ સારી રીતે ચેષ્ટા કરનારા. ૧૧૪ મધ્યસ્થ, વચ્ચે રહેલા. ૧૧૫ વિશ્વમાં સર્વત્ર વ્યાપી રહેલા. ૧૧૬ વિદ્વાનોમાં ઉત્તમ. ૧૧૭ વિદ્યાના સ્વામી. ૧૧૮ પોતાની મેળે પ્રકટ થનારા. ૧૧૯ ૐકાર વાચક શબ્દ. ૧૨૦ ચૈતન્યરૂપ. ૧૨૧ પોતાની સ્થિતિમાં સ્થિર. ૧૨૨ આત્મસ્વરૂપ.

ગોકુલ વિષે લીલા રમ્યા, મથુરા ગયા વેગે કરી;
પિતુ, માતને દુખમુક્ત કીધાં, કંસની સત્તા હરી. ૫૫
યજમાન રૂપે સોમરસનું, પાન જે કરનાર છે;
જે દેવતાઓને સુધા, અતિ પ્રેમથી પાનાર છે;
[123]ભુર, ભુવર, સુંદર સ્વર્ગમાં, જે વૃક્ષસમ વ્યાપી રહ્યા;
સૌ શાસ્ત્રકારોએ મહા, [124]યોગેન્દ્ર પણ જેને કહ્યા! ૫૬
નિજ ભણી દેખે પ્રેમ જેનો, પ્રેમ પોષે તે તણો:
જેને નમે છે વિનયસહ, ગંધર્વ, કિન્નર, સુરગણો;
જે વંશવર્ધન, [125]કુન્દ [126]કુન્દર, [127]કુમુદ, નિગ્રહવાન છે;
જે સેવકોને સુલભ છે, જે કૃપાનાજ નિધાન છે. ૫૭
[128]ઐશ્વર્ય, યશ, ત્યમ ધર્મ, લક્ષ્મી, મોક્ષમય, વૈરાગ્યથી;
ષટ્ ભગ વડે શોભી રહ્યા, ભગવાન નામે ભાગ્યથી;
જે સર્જે ને પોષણ કરે, સંહારૂ જેના હાથમાં;
જે મનસ્તત્ત્વે, બુદ્ધિતત્ત્વે, રમે સૌના સાથમાં. ૫૮
જે હલાયુધથી ભૂ તણું, ગાયો તણું રક્ષણ કરે;
પરવશ બનેલા જીવની, અજ્ઞાનતાને જે હરે;
જે છે [129]પ્રમોદન, અજર જે, જે અમર છે, ગંભીર છે;
નિર્ભીત થઇ જે ઝુઝનારા, વીરમાં પણ વીર છે. ૫૯
જે [130]સર્વવાગીશ્વરેશ્વર છે, [131]કૃતાગમ, જે [132]સુંદ છે;
જે [133]વાજસન છે, દીનના વિશ્રામરૂપ [134]મુકુન્દ છે;

---

૧૨૩ પાતાળ પૃથ્વી અને સ્વર્ગ લોક. ૧૨૪ મહાયોગી. ૧૨૫ સ્ફટિક મણિ જેવા નિર્મળ. ૧૨૬ કુન્દપુષ્પ સમાન શુદ્ધ ગુણો આપનારા. ૧૨૭ પૃથ્વીના ભારને ઉતારી રંજન કરનારા. ૧૨૮ પૂર્ણ સત્તા. ૧૨૯ આનંદ આપનારા. ૧૩૦ વાણીના મહેશ્વર. ૧૩૧ વેદના કર્તા. ૧૩૨ સુંદર. ૧૩૩ પ્રાણીઓને અન્ન આપનારા. ૧૩૪ પૂર્ણાનંદ પ્રાપ્ત કરનારા.

જે પ્રેમમય છે, [૧૩૫]શતાનન છે, ભેદ જયાં દેખાય ના;
અવતાર લીલા જે તણી, લવલેશ જાણી જાય ના. ૧૦

દુઃસ્વપ્નનાશન, પ્રકાશન, જે આર્યમાં પણ આર્ય છે;
જે મહર્ષિ છે, કપિલ સરખા મહદ્દના આચાર્ય છે;
જે કાળના પણ કાળને, વાળી શકે પાછે પગે;
દ્રઢ બની જે વચ્ચે ઉભે, કોઇ થકી પણ ના ડગે. ૧૧

જે અમાની છે, ધન્ય છે, જે વિલક્ષણ, હેમાંગ છે;
પટ પીત, સુંદર મુકુટમય, જે તણું અંગ વરાંગ છે;
પરબ્રહ્મ જે, [૧૩૬]તત્ નામથી જેને [૧૩૭]અતીતો ઓળખે;
જે તણા સ્તોત્રો ભક્તકવિયો, ભાવમય બહુધા લખે. ૧૨

જે વસન્તાદિક ઋતુ ઘટના, નિયંતા છે પ્રથમથી;
પરિવર્તનો જેના વિના, આ જગતમાં થાતાં નથી;
ઢંકાયલા જે પંચકોશે, છતાં જે સાનંદ છે;
જે [૧૩૮]સેવ્ય શરણાગત તણા, જે દક્ષ છે, સુખકંદ છે ૧૩

જે સગુણ, નિર્ગુણરૂપ છે, જે કલ્પવૃક્ષ સમાન છે;
જે ભક્તની શ્રદ્ધા નિહાળી, સ્વયં શ્રદ્ધાવાન છે;
જાણી શકે, સમજી શકે, પૂરી શકે જે [૧૩૯]એષણા;
જે જીવના મનમાં કરે, કર્માનુસારી પ્રેરણા. ૧૪
જે [૧૪૦]શરભ છે, જે [૧૪૧]અતુલ છે, જે વર્દ્ધમાન, વિશાળ છે;
જેનું વધારેમાં વધારે, તેજવાળું ભાળ છે!

---

૧૩૫ સેંકડો મુખવાળા. ૧૩૬ તે. ૧૩૭ મુક્ત. ૧૩૮ સેવવા યોગ્ય. પૂજવા યોગ્ય. ૧૩૯ ઇચ્છા. ૧૪૦ પ્રત્યેક શરીરમાં પ્રકાશ કરનારા. ચદિર બ્રા. ૧૪૧ જેની જોડે કોઈની તુલના કરી શકાય નહિ એવા.

જે ગુપ્તમાં પણ ગુપ્ત જાણે, કલાધર [૧૪૨]મર્મજ્ઞ છે;
છે સર્વ લક્ષણ સાધ્ય જેને, જે ખરા [૧૪૩]ધર્મજ્ઞ છે. ૬૫
જે રહે હૃદયાકાશમાં, તે થકી ગુહ્ય જણાય છે;
સંકર્ષણી સત્તા વડે, જે પ્રાણબલ હરિ જાય છે!
ફંદે ફસેલા જીવને, જે બચાવે છે પ્રીતિથી;
દુર્બુદ્ધિવાળાને ચલાવે, જે ફરીને નીતિથી. ૬૬

જે[૧૪૪]વિરોચન છે, અયમ છે, જે યોગમાં આરૂઢ છે;
જેની કલા, ઇચ્છા, પ્રભા, અતિ ગૂઢમાં પણ ગૂઢ છે;
જે નિરાકાર છતાં પ્રસંગે દેહધારી થાય છે;
જેના વડે અસુરો ડરે, [૧૪૫]સુર, ભક્ત પણ રક્ષાય છે. ૬૭
સંખ્યા વગરના રૂપ જે, ધારણ કરે છે અવસરે,
[૧૪૬]ચતુરસ્ર જે, [૧૪૭]જિતમન્યુ જે, કોઇ થકી પણ ના ડરે;
[૧૪૮]અસ્તિત્વમાં જે પૂર્ણ છે, જે [૧૪૯]શિશિર સરખા શાન્ત છે;
જેનું હૃદય પણ સર્વ કરતાં, [૧૫૦]સર્વથા નિર્ભ્રાન્ત છે. ૬૮

જે તણી ઉપમા શબ્દદ્વારા પૂર્ણ પણ થાતી નથી;
જે ઉચ્ચ આપી શકો ઉપમા વ્યર્થ તે જાતી નથી;
જે તણી આજ્ઞા કહી પાછી અવરથી ફરતી નથી;
જે તણા આશ્રય વગર મનની કામના સરતી નથી. ૬૯

જે મહાનિધિ છે, જયી છે, જે [૧૫૧]શ્રમણ, [૧૫૨]શબ્દાતીત છે;
ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ જેની રસ ભરેલી રીત છે;

૧૪૨ ઉંડામાં ઉંડું જાણનારા. ૧૪૩ ધર્મને જાણનારા. ૧૪૪ વિશેષ રૂચિ ઉપજાવનારા. ૧૪૫ દેવો ૧૪૬ ચારે દિશાના જ્ઞાતા. ૧૪૭ ક્રોધને જીતનારા. ૧૪૮ સદા વિદ્યમાન ૧૪૯ શિશિર ઋતુ. ૧૫૦ સર્વ પ્રકારે. ૧૫૧ સાધનારા. ૧૫૨ શબ્દમાં ન આવે એવા.

આરંભમાં વેદાન્તના જે, પારને પામી ગયા !
ષટ્ શાસ્ત્રકેરા [૧૫૩]પ્રણેતાને, પ્રેરનારા જે થયા ! ૭૦
જે પમાડે આશ્ચર્ય એવા, તેજથી રાચી રહ્યા;
ગુણગાન જેના ગાઇને, સંતો બધા નાચી રહ્યા !
જે રાગ અથવા દ્વેષથી, છે રહિત તોયે ભક્તને;
ઇચ્છે અધિક નિજના ગણી, ગીતા વિષે પણ વ્યક્ત છે. ૭૧
જે વિઘ્ન કેરા વાદળાં, ક્ષણ એકમાં અલગાં કરે;
જે લોકહિતને કાજ સુંદર લોકધર્મો આચરે;
યદુવંશમાં જે શ્રેષ્ઠ છે, યમુના કિનારે જે રમ્યા;
ગોપાલ જેનું નામ જે ગોપાલ ગોપીને ગમ્યા ! ૭૨
શુભ વૃત્તિ, જેની દયાદ્વારા, દુષ્ટની થઇ જાય છે;
જેના કટાક્ષે ઉચ્ચની પણ, બુદ્ધિ [૧૫૪]કુંઠિત થાય છે;
જે અન્યદ્વારા ચેતના, ઉપજાવનારા બ્રષ્ટને;
માને નહીં જો, તો બતાવે, અંતમાં જે કષ્ટને. ૭૩
જે છે કવીશ્વર, હંસ છે, છે [૧૫૫]ધૃતાત્મા, જે [૧૫૬]સર્ગ છે;
રક્ષણ વિનાના જીવના, રક્ષક રૂપે જે [૧૫૭]દુર્ગ છે;
જે યોગનિદ્રામાં રહીને, યોગનું સુખ ભોગવે;
સ્તુતિ સાંભળી નિજ ભક્તની, જેનુ હૃદય સ્નેહે દ્રવે. ૭૪
જે જ્ઞાનદ્વારા [૧૫૮]ગમ્ય છે, અજ્ઞાનથી જે દૂર છે;
[૧૫૯]ઔદાર્યમય હોવા છતાં, જે દૈત્ય પ્રત્યે ક્રૂર છે;
જે યોગ્ય રીતે સર્વનું, પોષણ કરે, પાલન કરે;
વર્તે ન સીધા તે તણું, [૧૬૦]શાસક બની [૧૬૧]શાસન કરે. ૭૫

---

૧૫૩ રચનારા. યોજનારા. ૧૫૪ બૂઠી. ઝાંખી. ૧૫૫ આત્માને ધારણ કરનારા. ૧૫૬ સૃષ્ટિ રચના. ૧૫૭ કિલ્લા જેવા. ૧૫૮ જાણવા યોગ્ય. ૧૫૯ ઉદારતાની બુદ્ધિવાળા. ૧૬૦ શિક્ષા કરનારા. ૧૬૧ શિક્ષા.

જે [૧૬૨]તન્તુવર્ધન, [૧૬૩]ઇન્દ્રકર્મા, નરોત્તમ, જે [૧૬૪]સ્વાસ્ય છે
જેનું કરૂણાવાન અથવા વ્યંગવાળું હાસ્ય છે !
આકાશચારી, [૧૬૫]અર્હ જે, કેશવ વળી કહેવાય છે;
[૧૬૬]અગ્રજ અને [૧૬૭]નૈકજ, [૧૬૮]અનિર્વિણ્ણ જે સદા દેખાય છે. ૭
અત્યંત કોમળ હૃદય જેનું, તેમ અમમોદ્ધાર જે
જેનો ન કોઇ પાર પામે, એટલો વિસ્તાર છે !
પાપી જુએ જેને ભયંકર, જુએ ધર્મી સુખપ્રદા;
જે તણા આશ્રય વગર જનની નથી ટળતી આપદા. ૮
જે એક કે બીજે રૂપે, છે માન્ય જનમંડળ વિષે;
માને નહીં તેનેય જેના, ચમત્કારો બહુ દિસે !
જે [૧૬૯]પરાભવ પામે નહીં, બળવાનમાં બળવાનથી.
જાણી શકાતા જે નથી, કળવાનમાં કળવાનથી. ૯
અધિકાર જેનો ઉચ્ચ છે, તોયે પ્રમાદી જે નથી;
પુરૂષાર્થના સાધક સદા, પણ વૃથાવાદી જે નથી;
કર વિષે ગોવર્ધન ધરી, મદ ઇન્દ્રનો જેણે હર્યો;
યમુના તણું જળ [૧૭૦]અવિષ કરવા, નાગ વશ જેણે કર્યો !
[૧૭૧]મેધા મહા જેની રહી, જે છે [૧૭૨]શમાપહ [૧૭૩]વિક્રમી
અતિ ગર્વવાળા શત્રુઓ, જે આગળે ચાલે નમી !
જેને નથી જાતીયભેદ જરાય જે [૧૭૪]નિર્લેપ છે,
જેણે ન એને ઓળખ્યા, તેને સદા [૧૭૫]વિક્ષેપ છે.

---

૧૬૨ પ્રજાને વધારનારા. ૧૬૩ ઇન્દ્રના જેવું કર્મ કરનારા. ૧૬૪ મુખવાળા. ૧૬૫ પૂજવા યોગ્ય. ૧૬૬ આદિ પુરૂષ, ૧૬૭ અનેક થનારા. ૧૬૮ ખેદ વગરના. ૧૬૯ હાર. ૧૭૦ ઝેર વગરનું. ૧૭૧ કરવાની બુદ્ધિ ૧૭૨ શમને હરવા વાળા. ૧૭૩ પરાક્રમી. ૧૭૪ નહીં એવા. ૧૭૫ આકુળતા.